શ્રી ગણેશાયનમઃ

# શ્રી સત્ય સુબોધ નાટક સમાજ.

II / 1921

14-5-1921

# જરાસંધ.

નાટકનાં ગાયનો તથા સંક્ષીપ્ત સાર.

" જેમ કંચનની પરીક્ષા, કસોટીથી થાય છે;
" તેમ દુર્જનવીણ સજ્જન, નહી કદી પરખાય.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રી સત્ય સુબોધ નાટક સમાજના માલેકો.
ફૈજુલ્લાભાઇ અને ભાનુશંકરની કંપની.
સુરત—પ્રીનસેસ થએટર.

લેખક
રામજીભાઇ નાગરજી (મહેતા) મું. વલસાડ.
પૃથ્વી પુત્ર ભૌમસુર ઇત્યાદીનાં કર્તા.



આવૃતિ ૩ જી. પ્રત ૨૦૦૦

સને ૧૯૨૦.) (સંવત ૧૯૭૭.

પુસ્તક શા. ખુ. અ.ના ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસમાં
મુળશંકર નરભેરામ વ્યાસે છાપ્યું, ઠે. ખપાટીયા ચકલા સુરત.

કિંમત રૂ. ૦-૩-૦

# પાત્રોની યોજના.

## પુરૂષ પાત્રો.

શ્રીકૃષ્ણ... ...શ્રી વીષ્ણુ ભગવાનના અંષાવતાર.

બળરામ ...શ્રી કૃષ્ણના વડીલ ભ્રાતા.

જરાસંધ ...મગધદેશ ( દક્ષીણ બીહાર પ્રાંત ) નો રાજા

કર્ણદેવ ...જરાસંધનો પાટવી પુત્ર.

સહદેવ ...જરાસંધનો નાનો પુત્ર.

કાળયવન ...કાબુલ નરેશ.

અર્જુન
ભીમ } ...પાંડુ પુત્રો

સીલાદીત્ય
ચીત્રરથ
મીનકેતુ } જરાસંધના કેદી રાજાઓ

મુચકુંદ ...સ્વર્ગમાં દેવતાઓનો મદદગાર ભુપ.

મધુકર ...મંજરીનો પતી પ્રણયનો કાકો.

સરોજ ...મંજરીનો આશક પાછળથી સરલાનો પતી પ્રમીલાનો બંધુ અને સહદેવનો રમુન ( મીત્ર )

પ્રણય ...મધુકરનો ભત્રીજો પ્રમીલાનું પ્રેમપાત્ર.

સામંત
સરદાર } ...જરાસંધના લશ્કરના ઉપરી.

## સ્ત્રી પાત્રો.

યમુનાદેવી...જરાસંધની રાણી સહદેવ કર્ણદેવની માતા.

ભદ્રશીલા ...વીરધ્વજની રાણી.

સુમનમાળા ...ભદ્રશીલાની પુત્રી સહદેવની પત્ની.
મંજરી ...મધુકરની સ્ત્રી સરોજની માશુક,
પ્રમીલા ...સરોજની બ્હેન પ્રદ્યુમ્નનું પ્રીતી પાત્ર.
અસ્તી } ... જરાસંઘની પુત્રીઓ મર્હુમ કંસરાજાની રાણી
પ્રાપ્તી }
સરલા ...સુમનમાળાની નીમકહલાલ દાસી પાછળથી સરોજની સ્ત્રી.

દેવાંગના યાદવો, ખોડુતો દ્વાળ, કંચનીઓ સીપાઈઓ સર્પ એ

સ્થાન.

મથુરાં બ્હારનું મેદાન વીરગઢ મગધ દેશ.

સમય.

દ્વાપર યુગ.

અખીલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, જુજવા રુપથી તું પ્રકાશે
દેહમાં દેવ તું તેજમાં તત્વતું, શુન્યમાં શબ્દ થઇ વેદ ભાસે
પવન તું પાણી તું ભુમી તું ભુધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે
વીવીધ રચના કરી અનેક રસ લુંટવા, શીવ થકી જીવ થયો એજ આશે
વેદ તો એમ વદે શ્રુતી સાખકે કનક કુંડળ વીશે ભેદ ન્હોયે
ઘાટ ઘડીયા પછી નામરુપ જુવો, નીત્યે તો હેમનું હેમ હોયે
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું જોઉં પર પરી એજ પાશે
ભણે નરસૈંયો એ મન તણી સાધના પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે

( નરસીંહ મહેતો )

## લેખકનાં હૃદય ઉદગાર.

નાટક એ દુનીયાનું દર્પણ અને જનસ્વભાવની છબી છે એ નીયમાનુસાર નાટક લખવું તે વિદ્વાનોને પણ અશક્ય લાગે છે તો પછી મારા જેવાનું તો શું ગજું છતાં શ્રી પરમકૃપાળુ પરમાત્માની મહાન કૃપાથી મેં મારી કલ્પમતી પ્રમાણે પ્રસ્તુત નાટક લખી રાજહંસ જેવા દયાળુ પ્રેક્ષક વર્ગની મયાળુ દષ્ટિ સન્મુખ પ્રદર્શીત કરી ભાગ્યશીલ થયો છું. જેને માટે હું તે કૃપાળુ શ્રી તારનો અત્યંત આભાર માનું છું. જરાસંધનું ચરિત્ર એ અતિહાસીક તેમજ પૈરાણીક બાબત છે અને તેના જન્મ મરણની કથા જગ જાહેર છે પરંતુ તેના સત્યતા માટે મને શંકા છે. વળી આ પ્રયોગને જનસમાજની રૂચી અનુકુળ કરવા થોડીક બાબત કલ્પનાશક્તિથી મીશ્રર કરવામાં આવેલ છે અર્થાત્ કર્ણદેવે પોતાની માતા યમુના દેવીની આંખો ફોડી તેને ભારની ગાડીમાં જોડી જુલમ કરે છે અને પોતાના લઘુ બંધુના હાથનો નાશ કરે છે વિગેરે બાબતમાંથી ચતુર પ્રેક્ષક નીતીનો સાર ગૃહણ કરી અનિતીને મુકી દેશે તેમજ મારી કંઇ પણ ભુલચુક હશે તેને દરગુજર કરી કદરદાન પ્રેક્ષક યોગ્ય ન્યાય આપશે વળી શ્રીકૃષ્ણ જેવા પ્રભુરૂપ મનાતા અને વિશ્વમાં પુંજાતા પુષાર્થી પુરૂષને કેક નાટકકારોએ બીજા બીજા સ્વરૂપે બતાવેલ છે એટલે કે વીહારી યાને ઉન્માદી અવસ્થાની કેરેક્ટ લખી તેના મુળ આશયને છુપાવી લોકચેષ્ટાને પ્રાપ્ત કરેલ છે. પરંતુ અમે તે દીશાથી જુદીજ દીશા પકડી તેના હૃદય સિદ્ધાન્તો સંપુર્ણ તો નહીં કીંતુ યતકીંચિત બતાવી શક્યા છીએ. જરાસંધ પિતા શ્રી બ્રહદથ રાજના અવસાન પછી રાજ્યતનથીન થઇ ચક્રવર્તી પદ મેળવવા દુનિયાના પ્રત્યેક ભુપ ઉપર

જીત મેળવી વીજય વાવટો ફરકાવતો વીરગઢ સુધી આવ્યો છે વીરગઢનો વીરધ્વજ મુઠ્ઠીભર માણુસો લઇ એની સામે લડયો પરંતુ-જરાસંધે ક્ષણમાત્રમાં તેનો વધ કર્યો શતરનું મસ્તક લઇ ઘમંડી ઉદગાર બોલતો અને ક્રોધીત થયેલ જરાસંધ રણભુમીમાંજ ઉભો છે અહીંથી પ્રસ્તુત પ્રયોગનો પ્રારંભ થાય છે. અસ્તુ લી. કર્તા.

## પ્રારંભ પ્રાર્થના.

## દેવાંગના તથા વિષ્ણુ ભગવાનની પ્રયોગ સબંધે ચર્ચા

### પ્રવેશ ૧—સ્થળ રણભુમી

વીરધ્વજનું કપાયલું મસ્તક લઇ ઘમંડી ઉદગાર બોલતો જરાસંધ તેને વૃક્ષની ડાળે લટકાવવા જાય છે, અહીં ભદ્રશીલાનું આગમન પોતાના પતીનો નાશ કરનાર જરાસંધથી તકરાર, સ્ત્રીજાતી ઉપર ઉદારતા જતાવી જરાસંધ ક્રોધ દબાવે છે. રણભુમીમાં આવેલી ભદ્રશીલાને વીરધ્વજનું ધડ તથા મસ્તક આપી વિદાય થવા કહે છે વેર નિમીતે નીકળેલી વીરાંગનાનો કોપ, સાથે દાંધેલો અભીશાપ શાંન્ત પડેલો કેશાગ્ની પુનઃ પ્રગટે છે. ભદ્રશીલા સામી તલવાર ખેંચી લડે છે. સુમનમાળા તથા દાસીઓની મદદ જરાસંધ હાથે ભદ્રશીલા તથા સુમનમાળા કેદ.

## ટેબ્લો.

### પ્રવેશ ૨—સ્થળ મધુકરનું મકાન.

યોવન મદમાં મલકાતી મંજરી સરોજના આગમથી આશ્ચર્ય નાટકની શરૂઆત બાદ પ્રણયના આવવાથી ગભરાટ મંજરીની યુક્તિથી પ્રમીલાને બચાવવાનુ સરોજ પાશે પ્રણયે લીધેલું વચન સંગ્રે્સદાય લીધી બાદ પ્યાર વિનોદ, મધુકરને આવતો જોઇ ઉભયનુ ગભરાવું

સરોજને સ્ત્રી બનાવી ધંઢીએ દળવા બેસાડવું. પારકી બાયડીને દળતી જોઇ મધુકરનું ચમકવું અને મોહીત થવું. જેષ્ટીકાના ચમત્કારથી મંજરીને દુધ ગરમ કરવા મોકલવી બાયડીરૂપી સરોજને મધુકરનો બનાવટી સામેલો રંગ

પ્રવેશ ૩—સ્થળ દરબાર.

પોતાના મનથી ચક્રવર્તિ થયેલો જરાસંધ ખુશાલીના પ્રસંગમાં સેવકોને વ્હેંચેલું ઇનામ, ભદ્રશીલા તથા સુમનમાળાનું કેદી હાલતમાં આવવું ભદ્રશીલાને મ્હેલમાં કામકાજ કરનારી દાસી બનાવવા જરાસંધનો વિચાર ભદ્રશીલાન, તિરસ્કાર યુક્ત ઉદ્ગાર સુમનમાળાની કર્ણદેવ માટે કરેલી માગણી સુમનમાળાએ તેનો આપેલ જવાબ કે

હંસલી મોતી તજીને, કાચને ચરતી નથી.
ચકોરી અમૃત વીના, બીજું મહણ કરતી નથી
નીશાચરોની પ્રીત, ક્ષત્રાણી કદી કરતી નથી
સીંહની બાળા કદાપી, શ્વાનને વરતી નથી

જરાસંધનું ઉશ્કેરાવું. અને પુત્ર સાથે હસ્ત મીલન કરવા જવું સહદેવે કરેલો અટકાવ જરાસંધે તેનુ કીધેલું અપમાન, સુમનમાળાની વૃતિમાં પરિવર્તન અને સહદેવને વરવા કરેલો નિશ્ચય, ભદ્રસીલાનુ શીર છેદ કરવા જવું, યમુના દેવીનુ વચમાં પડવું પતી પત્નીની તકરાર જરાસંધનો જુલમ, શ્રીકૃષ્ણનુ પ્રગટ થવું કર્ણદેવને બદલે સહદેવસાથે સુમનમાળાનો હસ્ત મેળાપ, ભદ્રશીલાનો છુટકારો, જરાસંધ તથા કર્ણદેવનુ શ્રીકૃષ્ણપર આક્રમણ બળરામ તથા યાદવોની મદદ કર્ણદેવ શ્રીકૃષ્ણ તથા બળભદ્ર ઉપર છોડેલું તીર, શ્રીકૃષ્ણએ સુદર્શન ફેંકવું ચક્ર તથા તીરની લડાઇ ટેબ્લો

### પ્રવેશ ૪—સરોજનો આવાસ

પ્રાણુ પ્રમીલાના નિર્દોષ પ્રેમ એટેમા સરોજને મનમાં પડેલો વ્હેમ ઢીંગલા ઢીંગલીનું નાટક બતાવવા મંજરીને તેડવા જવું પ્રણય પ્રમીલાનું પ્રેમ લહરીથી વિદાય થવું.

### પ્રવેસ ૫—સ્થળ વિલાસ ભુવન.

સખીઓ સંગે સુમનમાળાનો વિનોદ, સહદેવને દુરથી આવતો જોઈ શરમાવું, સખીઓનું વિદાય થવું પ્રેમી યુગલનઃ પવિત્ર પ્રેમની તથા હૃદય કુંદનની કસોટી સરોજનું આગમન કર્ણદેવની દુષ્ટતાના સમાચાર સુમનમાળાને ગુપ્ત સ્થાનમાં છુપાવવું, સરોજનું સ્ત્રી બની ઉભા રહેવું સરલા સાથે અલ્પ સમય માટે મશ્કરી આપ આ અગ્રસ ભાગે કર્ણદેવ સીપાઇ સાથે પ્રવેશે છે, સરોજ સતીનો ડોળ કરી તકરાર કરે છે. છેવટે બળાત્કાર સરોજનુ પ્રગટવું કર્ણદેવનુ ક્રોધીત થવું, સરોજનું મલકાવું. ટેબ્લો

### પ્રવેશ ૬— સ્થળ જરાસંધનો મહાલય

શ્રીકૃષ્ણ ઉપર વેરની ધુનમાં જરાસંધ કંસરાજની વિધવા સ્ત્રી અસ્તી તથા પ્રાપ્તીનું પ્રવેશવું, જરાસંધના ક્રોધમાં વૃદ્ધિ થવુ જમાત્રનું વેર લેવા શ્રીકૃષ્ણ ઉપર ચડાઇ યમુના દેવીએ શ્રીકૃષ્ણથી વેર બાંધવા કરેલી મનાઇ યમુનાદેવીનો તીરસ્કાર, છેવટે પીતા પુત્રનું મથુરા ઉપર ઘેરો નાખવા વિદાય થવું યમુનાદેવીએ એઓના બચાવ માટે સહદેવને મોકલવું.

### પ્રવેશ ૭—સ્થળ સરોજનું ગૃહ.

પ્રણય પ્રમીલાની પ્રેમચેષ્ટા, મંજરીરૂપમાં સરોજ સાથે મુલાકાત મધુકર, સરોજનું ભડકવું, મધુકરને ઓળખી કાઢી સંડાસમાં પુરવો

મંજરીનું આવવું, આશકમાશુકનો આનંદ, સંડાસવું બારણું તોડી મધુકરનું નવીન કૌતક દેખી ચમકવું, પોગળનું ફુટવું, મધુકરના હૃદયમાં સળગેલી ઝનુનની આગ, જેસ્ટીકાના ચમત્કારે આશક માશુકની ભાગમભાગા.

## પ્રવેશ ૮-સ્થળ મથુરાં બહારનું મેદાન

મામા કંસના નાશ પછી પોતાને જે કાર્ય કરવાનું છે તે વિચારના સાગરમાં શ્રીકૃષ્ણ ઝોલાખાતું મન, બળદેવ તથા યાદવોનું આગમન જરાસંધે મથુરાં ઉપર ઘેરો નાખ્યાના આપેલ સમાચાર ભાગ્યદેવીનો ઉપકાર માની દેશભકત શ્રીકૃષ્ણના હૃદયકુંજમાંથી દેશની પવિત્ર ભક્તિ માટે અમૃતસમાન નીકળતા ઉદગાર.

કરીશ દેશની ભકતી જગતના સુખને માટે
બતાવીશ આત્મની શકતી પ્રજાના સુખને માટે
આપે સર્વદા જે નરમહિં, નીજ દેશની ભકતી
તેવા વીર રત્નોની છેવટ થાય છે મુકતી,

યાદવોના મુખમાંથી શ્રીકૃષ્ણ ઉપર ધન્યવાદરૂપી પુષ્પની વૃષ્ટી, બળરામે લઘુ બંધુના સર્વોત્તમ વીચારના સ્થંભને મજબુત કરવા આપેલી પુષ્ટી, દાનવોનાં વૃંદને લઇ જરાસંધનું આવવું, શ્રીકૃષ્ણનાં ક્રોધ અંગારનું પ્રગટવું, સામસામી તકરાર, પ્રતીસ્પર્ધીઓની શકતીની હરીફાઇ, દેવ તથા દાનવોની ભયંકર લડાઇ. જરાસંધનો વધ કરવા બળરામનું ઉછળતું હળમુશર, સહદેવની વીનંતીનો પોકાર, જરાસંધનો થયેલો બચાવ.

ટેબ્લો.

(સંદર્ભ)

મથુરા ઉપર વારંમવાર આક્રમણ થવાથી શ્રીકૃષ્ણ પ્રભુએ પ્રજાની સુખશાન્તી માટે તથા પોતાનાં કુટુંબને નીર્ભય બનાવવા અર્થે ક્ષીરસાગરમાં શંખોદ્વાર નામનું શહેર (દ્વારીકાં) વસાવ્યું અને ત્યાં પોતાની સઘળી રૈયત તથા કુટુંબને નીવાસ કરાવ્યો જરાસંધે શ્રીકૃષ્ણ સન્મુખ શીશુપાળ, દંતવક, રૂકમી ઉર્ફે (રૂકમૈયો) ઇત્યાદી દાનવી ભુપોની મદદથી સોળ વખત સંગ્રામ કર્યો, પરંતુ દરવખતે તેનો પરાજય થયો જેથી જરાસંધે કાબુલના મ્લેચ્છ રાજા કાળયવનને પત્ર લખી મદદ માટે બોલાવ્યો છે. મીત્રને મદદરૂપ થવા ક્રુર કાળયવન રાક્ષસી સેના સહીત પધારી જરાસંધના મહાલયને શોભાવી રહ્યા છે. એ આંનદી પ્રસંગમાં કંચનીઓનો નાચ તથા મદીરાપાન વીગેરેનો રંગ ઉડતો જણાય છે અહીંયાં બીજા અંકની શરૂઆત થાય છે.

---

## અંક ૨ બીજો.

### પ્રવેશ ૧—સ્થળ મહેલ.

નાચરંગ તથા મદીરાપાન, નીરાશ થયેલ જરાસંધ કાળયવનની મદદથી પુઃ શ્રીકૃષ્ણ ઉપર ચડાઇની તૈયારીમાં, કર્ણદેવને નગરક્ષા માટે તથા ગજ બેદીઓ પાસે બીજા બીજા જાતનાં કામ લેવા વાસ્તે કેટલીક સુચના, યમુનાદેવીનું જરાસંધને હજી પણ શ્રીકૃષ્ણથી લડાઇ ન કરતાં જંપીને બેસવા કીધેલી વીનંતી તથા કાળયવનને પાછું જવા માટે સમજાવવું, મદમત રાક્ષસોનું મદમાવું અને લડાઇ માટે ઉઠવું

ટબ્લો.

### પ્રવેશ ૨—સ્થળ મધુકરનું મકાન.

ચૌદમા રતનના પ્રભાવે મંજરીને મધુકરે સેભ શુ સુધારવી, સરોજનુ આવવું અને નોકર થઇ રહેવું, મરકામસાદ નાથ ધારણ કરનાર સરોજના મુખમાથી નીકળતી મધુરી વાણી કે,

મરકો લગાવે તેજ માણસ જગતમાં ફાવે સદા
હાજી હા ભણનાર હરકોઇ, કામમાં આવે સદા
મરકો લગાવીયે શેઠને તો શેઠ પણ હરખય છે
માગ્યા વીનાં ચુકવે પગાર, તો કામ મઝાનું થાય છે

પ્રમીલાનું પ્રણયને મળવા આવવું મધુકરે તેને અટકાવવું કે

કાઇ કુ જાતીહે ધરમેં, ગાલ અસાજી સુંદરી
છબી તુમચી ચાંગલી, તું કુંવારીચારે પોઇરી
જોઇ થાએ તોર, માઝ ચીતડું હીરાય છે
ચાલ થઇ જા દુર હયો આ કામ મઝાનું થાય છે,

આગ્રહ પડેલો મધુકર પ્રમીલા માટે પાણી લેવા જાય છે, બાદ પ્રણયનું આવવું, પ્રણય પ્રમીલાની ગોષ્ટી, પ્રણયનું સ્ત્રીરૂપ થવું, પ્રમીલાનું ચાલ્યા જવું, મધુકરનું પાણી લઇ આવવું, પ્રણયનું પ્રગટવું, મધુકરનું શરમાવું. લે ભાગુ સુંદરે શ્રી મંજરીને ઝાડું કાઢતાં સરોજ નજરે પડે છે સરે જ સાથે મંજરી ધર છોડી બ્હારગામ ઉપડે છે.

### પ્રવેશ ૩—સ્થળ કારાગાર.

ચીત્રરથ શીલાદીત્ય મીનકેતુ વીગેરે રાજાઓ પાસે કર્ણદેવ ભીન્ન ભીન્ન જાતનાં કામ લેવા જુલમ ગુજારે છે, યમુનાદેવી પુત્રને અટકાવે છે, માતા પુત્રને વાદવીવાદ, બાદ કર્ણદેવની માતા પ્રત્યે ક્રુરતા, યમુનાદેવીની આંખ ફોડવી. દેખો.

### પ્રવેશ ૪—સ્થળ વીનોદ ગૃહ.

સુમનમાળા તથા સહદેવનો નીમર્ળ પ્રેમ, સરોજ યમુનાદેવીની આંખ ફોડયાના સમાચાર લાવેછે, સુમનમાળા મુંરછીત થાયછે. સહદેવના રદય પર વજઘાત, માતાને ભારની ગાડીયે જોડી દુખદેનાર કર્ણદેવના પંજામાંથી છોડાવા જવું, સુમનમાળાનુ જાગ્રત થવું, અને સ્વામીની મદદે ચાલવું.

### પ્રવેશ ૫—સ્થળ રાજમાર્ગ.

ભારની ગાડીમાં જોડી માંહે વીરાજીત થયેલ કર્ણદેવ, યમુનાદેવીઉપર ચાબુકનોમાર, ભયંકરત્રાસ, યમુનાદેવીનો વીલાપ તથા રાક્ષસીપુત્ર પર ક્રોધ, આરીતે મારથી દુખી થવું અને અંતરના ઉભરાનું બહાર નીકળવું. કે,

માગુ સદા એવી કૃપા, તે જગતનાં શીરતાજની
તારા સમા પુત્રો બદલ, ઇચ્છું હુ રહેવા વાંઝણી

માતા ઉપર ગુજરતા જુલમનો સહદેવ કરેલ બાટકાર, યમુનાદેવીનો બચાવ બન્ને બંધુમાં તકરાર, છેવટે લડાઇ દગલબાજ કર્ણદેવના ક્રૂર અનુચરોનું આવવું, સહદેવને કપટથી પકડવું, અને તેના હાથને કાપવું. યમુનાદેવીનો કરૂણા લાપ, સુમનમાળાને કેદ.

### ટેબ્લો.

### પ્રવેશ ૬—સ્થળ ગામ બહારનો સીમાડો.

મંજરીની શોધમાં નીકળેલો મધુકર, પ્રણય પ્રમીલાનો ગુપ્ત વીનોદ, મધુકરનું મળવું, મંજરીને શોધવાની યુક્તી રચવા ઉંટવૈદને સાહીત્ય લેવા પ્રણય પ્રમીલાનું જવું. સરોજ તથા મંજરીનું આવવું, મધુકરે મંજરીને ઘેર પાછી લઇ જવા બતાવેલો દમામ અને સરોજ સાથે કુસ્તી, મધુકરની હાર, કાળું મોઢું કરી વાંદરો બનાવી બંન્નેનું પલાયન થવું. પ્રણય પ્રમીલાનું આવવું, મધુકરનું મુખડું જોઇ હસવું. છેવટ મંજરીની શોધમાં ત્રણેનું ઉપડવું.

### પ્રવેશ ૭—સ્થળ ગંધમાદન પર્વત.

દાનવોનાં ત્રાસથી ત્રાસેલા ખેડુતોને શ્રીકૃષ્ણએ આપેલી ધીરજ. ખેડુતોનું દાનવોના સંહારઅર્થે શ્રીકૃષ્ણને મદદરૂપ થવું, બાદ કાળ યવથી તકરાર અને લડાઇ, શ્રીકૃષ્ણ તથા બળરામ ખેડુત વીગેરેનું ભાગવું, કાળયવનનું પુંઠળ પડવું, મુચકુંદને પીતાંબર ઓઢાડી શ્રીકૃષ્ણ છુપાવું, કાળયવને મુચકુંદના શરીરપર કીધેલ લતાપ્રહાર, મુચકુંદના શ્રાપથી કાળયવનનું ભસ્મ થવું. શ્રીકૃષ્ણએ મુચકુંદને આપેલ મોક્ષ. બાદ જરાસંધ તથા શ્રીકૃષ્ણની ભયાનક લડાઇ, શ્રીકૃષ્ણનું ભાગવું અને પર્વત ઉપર ચડવું. રાક્ષસોએ પર્વતને સળગાવવો જરાસંધે શ્રીકૃષ્ણ ઉપર ફેંકેલી છુટી ગદા, સુદર્શન ચક્રએ તેને ભાંગી તુકડા કરવા, શ્રીકૃષ્ણનું અદ્રસ્ય થવુ, જરાસંધની આશ્ચર્યતા.

### ટેબલો.

---

## અંક ત્રીજો.

### પ્રવેશ ૧--સ્થળ જેલખાનું.

કેદમાં રીબાતી સુમનમાળાના પ્રેમની કર્ણદેવે કરેલી માગણી, જવાબમાં તીરસ્કાર અને હ્રદયના નીકળેલા ઉદગાર કે.

પતી મની હ્રદય જેને; અપાયું તે અપાયું છે
કે કાગળ ફાટનાં સુધી, ન બદલે જે છપાયું છે.

કર્ણદેવનો જુલમ, સુમનમાળાએ બે ઘડીની માગેલી મહેતલ, કર્ણદેવનું જવું. જેલની દીવાલ તોડી નીમકહલાલ દાસી સરલાનું પ્રવેશવું, સુમનમાળાનું તેની સંગે છટકવું, કર્ણદેવનું તેઓને પકડવા જવું.

## પ્રવેશ ૨—પહાડી જંગલ.

હાથ વીના દુઃખી થતા સહદેવનું કલ્પાંત, સુમનમાળાનું દીવાની હાલતમાં આવવું, સ્વામીને જોઇ વિલાપ, કલ્પાંત, દુર્ભાગ્યે અહીં અજગરનું નીકળવું, અને તેને ગળવું, સુમનની કારમી ચીસ, સહદેવનું મુરછીત થવું, કર્ણદેવ હાથે અજગરનો નાશ સુમનનો અચાનક ભીલો દ્વારા મુકામે લઇ જવું, બાદ સહદેવે પીવા માટે માગેલું પાણી, કર્ણદેવે તેને પાણી બતાવી સતાવવો, સસલાનું આવવું, સહદેવને સતાવનાર કર્ણદેવને મારેલું તીર, બાદ પસાર થવું. કર્ણદેવનું ચક્કર ખાતા એક નાગ ઉપર પગ પડવો, નાગે તેને ડંશ મારવો, કર્ણદેવનું મોત રથમાં બેસી ભીમ, અર્જુન તથા શ્રીકૃષ્ણનું આગમન, વીચીત્ર લીલા જોઇ પાંડુ પુત્રોને ઉપજેલી આશ્ચર્યતા, શ્રીકૃષ્ણ કૃપાથી સહદેવને પુનઃ હાથની પ્રાપ્તી. બાદ મગધદેશ તરફ પ્રયાણ.

## પ્રવેશ ૩—સ્થળ જરાસંધનો મહેલ.

શ્રીકૃષ્ણનું મોત થયું સમજી જરાસંધનું ફુલાવું કર્ણદેવના મરણ સમાચારથી દીલગીર થવું બાદ બ્રાહ્મણ વેસે ભીમ, અર્જુન તથા શ્રીકૃષ્ણનું આવવું, બાદ પ્રગટવું અને ભીમ, અર્જુન તથા શ્રી વાયુ પુત્ર ભીમસેનના દેશ માટે નીમંળ ઉદગાર કે

પાંડવ તણો અવતાર થયો છે. ધર્મને સંસ્થાપવા
ફરીથી અમે જગતમાં સદા અધર્મને ઉથાપવા
લોક સેવામાં અમારી જીંદગી આ જાય છે
પરદુઃખભંજન પાંડવો દુનીયા મહી કહેવાય છે
દેશભક્તીનં સદા આ, શીશમાં ગુમાન છે
ધર્મ ઉપર ભીમનો બસ પ્રાણ પણ કુરબાન છે

શત્રુમાંથી મિત્રતાબતાવી અર્જુન ભીમ તથા શ્રીકૃષ્ણને રહેવામાટે આપેલ અલગ મુકામ યુદ્ધ માટે એક માસની નીર્ધાર કરેલી સરત

**પ્રવેશ ૪—સ્થળ સરોજની ભાંગી તુટી ઝુંપડી**

સરોજના ત્રાસથી ત્રાસેલી અને દાગીના વેચી ભીખારણ બનેલી મંજરી વિચારના તરંગમાં કડક બંગાલી સરોજનું આવવું. ખાવાનું કંઇ ન હોવાથી મંજરી ઉપર જુલમ બાદ, ગામમાં કોઇ શેઠીયાને ત્યાં ધાડ પાડવા જવું. મધુરકર તથા પ્રણય પ્રમીલાનું ઊંટ વૈદરૂપે આવવું, મધુરકરની નામચીન દવા માટે તારીફ.

મારી દવા ખાનારને ઝટ રોગ ઉત્પન થાય છે

પેટમાં જો જાય તો, રામ બોલો થઇ જાય છે

બાદ સોમલના પડીકા લઇ ભાખરીમાં નાખી મંજરીએ સરોજને મારી નાખવાનો વિચાર, સરોજનુ આવવું, પ્રમીલાની વીનંતીથી પ્રણય હાથે સરોજનો થયેલો બચાવ. મંજરી ઉપર ઉપજેલો ધીકાર, બન્નેનુ સુધરવું મધુરકરનુ પ્રગટ થવું, ભુત્રની મારી, પ્રણય પ્રમીલાનો હરત મેલાપ.

**પ્રવેશ ૫ સ્થળ મલ્લ અખાડો.**

જરાસંધને શ્રીકૃષ્ણનો સંદેશો લઇ સહદેવનું આવવું, પીતા પુત્રને બળબુદ્ધિ ઉપર સ્વાલ જવાબ અને વાદવિવાદ, છેવટ ભીમ સાથે યુદ્ધ ભીમનુ ભાગવું, શ્રીકૃષ્નુ આવવું અને ભાગીજતા ભીમને સમજાવવું પુનઃ જરાસંધથી ગદાયુદ્ધ શ્રીકૃષ્ણની સાનથી જરાસંધનો વધ, કાળે નર્કે લેઇ જવા કરેલો યત્ન, યમુનાદેવીના પતીવ્રતાના પ્રભાવથી કાળનુ લોપ થવું, બાદ જરાસંધ તથા કર્ણદેવનો ઉદ્ધાર, શ્રીકૃષ્ણની કૃષ્ણની યમુનાદેવીને પુનઃનેત્રની પ્રાપ્તિ, સર્વે ભુપોને સહદેવે કેદ મુક્ત કરવું શ્રીકૃષ્ણએ સહદેવના શીરેચડાવેલો મગધ દેશનો તાજ, સર્વેને પાંડવોને ત્યાંરાજ સુયજ્ઞ માટે આમંત્રણ, રમુજી સરોજનો સરલાથી હરત મેળાપ.

**સમાપ્ત**

ૐ

# જરાસંધ

## નાટકનાં ગાયનો



### મંગલાચરણ

દેવાંગનાઓ— (૧)

શ્રી ત્રાતા સુખન જ્ઞાતા વિશ્વ વિધાતા
ક્ષીતી રક્ષક ગુણુના ગ્નાતા આ.........શ્રી
તુ અભેદ તું અછેદ વિરોધ વદે વેદ
આદી અનાદી તું અખંડ સત્ય ચિત્તને આનંદ
શાંતી દાતા ભ્રાંતી ક્ષાતા આ.........શ્રી

### સાખી

વીષ્ણું—કીંકર છું કીરતારનો કમળાકાન્ત મમ નામ.
વિશ્વરૂપી આ દુર્ગની રક્ષાએ અમકામ.

દેવાંગનાઓ— (૨)

વ્હાલા વિશ્વના વીહારી સુખકારી કળાતરી ન્યારીન્યારી
ધર્મપાળ તું ગોપાળ રક્ષણ કરે છે આ બ્રહ્માંડનું—વ્હાલા
જયારે અધર્મીઓ ધર્મ સંહારે ત્યારે કરનારો વ્હાર
દંભી દાનવના દર્પ દલન કરી કરનારો ઠાર
કેશવ કીરતારનું ભકિત આધારનું
તારી શકિત અપાર.........રક્ષણ કરે છે—વ્હાલા.

મંજરી— (૩)

રઢીયાળું મારૂં જોબન ફુલ રસીકવીણુ
ખીલી ખીલી કરમાયે ( ૨ )
મીઠું સુવાસીક મ્હેકી રહ્યું છે રે......( ૨ )
પ્રેમી ભ્રમરને મ્હાય રસીકવિણુ ( ૨ ) ખીલી
અંગ અંગથી લ્હેકી રહ્યું છે રે......( ૨ )
કંચુકી કસ તુટી જાય રસીકવીણુ
ચોળીના બંધ છુટી જાય ( ૨ ) ખીલી

મંજરી સરોજ— (૪)

પ્યારા પ્રેમે પધારો ઉમંગમાં
રમો રસીયાજી આજ રતી રંગમાં—પ્યારા
પ્રીય પ્રેમની તું ખાણુ, તું છો ચતુર સુજાણુ ( ૨ )
જાવો શરમાવો ઠાલા મારો શું નયનબાણુ—પ્યારાં
વ્હાલી આમ શું રીસાઈ, છણકો તારો ના સ્હેવાય ( ૨ )
શાને મંજરી શરમાય, હવે લાગુ તને પાય.
( આ શું પગે પડે છો )
( ત્યારે પણુ કરૂં શું. )
આવો બેટો રસીયાજી સું રંગમાં—વ્હાલા.

મધુકર સરોજ— (૫)

મધુકર—તારી મારી જોડી તું ઘોડી હુ ઘોડો હું ઉતરેલ દામનો
હું મોંઘા દામનો અરબ્બી ગામનો

સરોજ—જા જા તું શુ મારે કામનો—તારી
જાણી તમારી આવી ઠગાઇ
મધુકર—ચ્હેરો તું જોઇ ગુલેફામનો—તારી,
મધુકર—રીસાઓ શા ।
સરોજ—ફોકો વટાણા માનતો નથી ભુંડી રાંડને—તારી.

કંચનીઓ— ( ૬ )

યાર તો જયું ગોયું ગોત્તારીઓ ત્યારે ( ૨ )
સજોડીયણો જંગલમેં ગુજારે—( ૨ ) યાર
ડાબે હાથસે નોજણુ વારે
આંચણુ સામુ ન્યારે——યાર
આયું ને અવયું સેડુ કઢે તો
ખીરકે પટતે હારે ———યાર,
જલ જમુના પે યારે ગૌધન ચારે ગોપીયું હારે હારે...
હકડીરે ગોપી વીણા વજાએતી
બઇ ઘુંઘટ મઝાન્યા રે.........યાર

પ્રમીલા— ( ૭ )

છું લાડકી ને બોલકી હું ભણુતી ગણતી નાર
શીખી ગઇ છું હવે તો ચોપડી બે ચાર.........છું
પ્રેમ કવીતા પ્રેમ દુહાને
પ્રેમ પાઠ મંત્ર જંત્ર તંત્ર ભણી આવાર.........છું.
પ્રેમી પ્રણુયને પ્રેમ ઇસારે
બતાવી હાવભાવને કરું હું દાર.........છું

પ્રણય—પ્રેમીલા— ( ૮ )

પ્રમીલા—પ્રીયતમ છોડોને શાને લ્યો મારો છેડલો ( ૩ )
પ્રણય—મનહર મેના પોપટજી હું છું ચેલડો ( ૩ ) પ્રીયતમ
પ્રમીલા—જુઠી તમારી પ્રીતી.
પ્રણય—શું પ્રીતીની આ રીતી.
પ્રમીલા—હું બાળી ભોળી છું નાર
પ્રણય—મીનો દીલદાર.
પ્રમીલા—દેખાના હાર શાને શરમાવો ધુતારા મુકી
દીયો મારો છેડલો ( ૩ ) પ્રીય

સુમનમાળા સખીઓ— ( ૯ )

સખીઓ—મન હરણી તું કૃષ્ણ કૃપાએ પરણી ન શરમાવ
આવ આવ ( ૨ )
સુમન—પ્રીય બ્હેનો હવે કેડલો મારો છોડો ન સતાવ
જાવ જાવ ( ૨ )
સખી ૧—પરણ્યા પહેલા સરોવર તીરે ભરવા ગઇતી પાણી
મારગમાં મોહનજી મળતાં હું તો બહુ શરમાણી—હવે
સખી ૨—બાર વરસની હું બાળાને મળીયા કેશવ કાગા
મોઢામાં એક દાંત મળે નહિ કરવા બેઠા ચાળા—હવે
સખી ૩—પરણી જ્યારે પ્રીયતમ સંગે પ્હેલે પ્હોરે રીસાણી
રાત પડીને આવ્યા રંગે રસીયાથી રંગાણી-હવે
સુમનમાળા ૪—ચોરીમાં બેઠી પીયુ સંગે મનમાં બહુ મલકાણી
મંગળ સુત્ર સુણીને સહીયર વાલમથી વેચાણી-હવે

સુમનસહદેવ— ( ૧૦ )

સખીઓ

સુમન—એનો મને છોડી જાઓના ( ૨ )

જો જો સખી કોણ આવ્યું છે મારા બાગમાં

યોવનના માળી લુટે પુલવાડી ખીલી કળી સારી

જાઉંએ વારી વારી બલીહારી પ્યારી—કોણ

સુમન—કુસુમ કળીઓ જોઇ મનડું હરખાય છે,

સહદેવ—ભમરાએ કળીઓને મ્હાય છે

સખીઓ—જોડી મળી છે કવી મેના પોપટની બોલે શ્રી રામરામ

સુમન—એનો આ છે પ્રણામ

સહદેવ—જાઓ સુખેથી ધામ...........કોણ

( ૧૧ )

સુમન સહદેવ—બાંધેલ પ્રીત નીભાવજો.

સહદેવ—ઉર અંદેશો નવ લાવજો

સુમન—કાચા તારથી કીધી બંધન તોડીના લવસાલુણો

સહદેવ—હૃદય રાખું તમ પ્રીતમા પ્યારી

સુમન—જાઉં બલીહારી પ્રીયતમ પરવારી.

સહદેવ—ચાલો.

સુમન—મન મ્હારો આ...............મન

યમુનાદેવી— ( ૧૨ )

હું પદ છોડો મતીલા ઓ હું પદ છોડો
ફોગટ ફાંફા મારે શું મુરખજનો.........હું પદ.
મૃગજળ પીવા ઓથ્યા શું જાઓ
લોહ ચુરણ મદ શીદ પચાવો
આંખો છતાં અંધ ના બનોરે.........હું પદ.
ચંદ્ર સુરજ સુરે પ્રભુ આધિન છે
પ્રત્યેક પ્રાણીઓની ગતી દીન છે
તો પછી માનવ ના ભુલોરે.........હું પદ.

પ્રણય પ્રમીલા— ( ૧૩ )

પ્રણય—વ્હાલી મારી શાણી સુશીલ ભર્યાં આજે
ખોલ્ને ઘુંઘટનો પટ મારા સમ છે—વ્હાલી
પ્રમીલા—પડી પુઠે વેરણ થઇને રાંડ એવી
મને દાબે શરમ મારા સમછે—વ્હાલી.
પ્રણય—ખીલી જુવાની તારી દેખું અહો ભાગ્ય મારા
પ્રમીલા- હજુ બહુ વાર ખીલવાને રહો દુર ઠગારા
પ્રણય—ખીલી તું નવરંગ જેવી
ફુલડાની વાડી જેવી
પ્રમીલા—છોડો મુજ બંગડી ફોડી
કંચુકી દોરી તોડી

( અરે પણ મારો ભાઇ આવે છે )

પ્રણુમ—( તે તો તારી ભાભી પાસે જાય છે )

પ્રમીલા—થયાં મને વરસો પુરણ આજે બાર.

પ્રણુય—ગારી વ્હાલી તો થઈ થ ! હવે તઇયાર.

પ્રમીલા—કહ્યું માનો.

પ્રણુય—માનોને મારા સમ છે.........વ્હાલી

મધુકર-સરોજ (૧૪)

પ્રણુય મંજરી—ઘરની વહુનો ફજે તો આ જોયા જેવો થાય.

સરોજ—પોગળ ફુટયું સરોજનું અરેરેરેરેરે હાય.

મધુકર—વંઠેલ નારી પતીની સત્યાનાશીને સ્હાય.

મંજરી—ઓ સ્વામી મારા જીવ થઇ મોટો લાગુ તમને પાય

મધુકર—આ નીકળો રાંડ કજાત.

પ્રયમ—થયો મોટો ઉતપાત,

સરોજ—ભુલ્યો ભુલ્યો મા બાપ.

મંજરી—નહિ મારો સ્વામીનાથ,

પ્રથમ—હાં. હાં. હાં, હાં. હા. હાં. હા. ( ક ) ઘરની,



# અંક ૨ જો.

કંચનીયો— (૧૫)

પહેલુંમે મેરે કયા કરૂં દીલબર તો નહિ હે.
ગુલ સુરખ કહેતે હે ગુલેજે બાતો નહિ હૈં-પહેલું.
ઉડતાહે બહોત દુરસે ધરપર મેરે દેખો.
માસુકકે ધકા કોઇ ખબુતર તો નહિ હે—પહેલું
સુનતા હું કે બીન દામસે મીલતા નહિ માશુક.
આશક હું મગર પાસ મેરે જર નહિ હે-પહેલું.
પોચાદીયા એકદમમે મુઝે એસે એ બોલા.
તુંસા જહામે કોઇ દીલ ભરતો નહિ હે-પહેલું.

સરોજ પ્રથમ પ્રમીલા— (૧૬)

પ્રમીલા—રામા રંગીલી તું આવજેરે તલાવ કાંઠે ઝુંપડી.
પ્રણુય—નીશાની ધ્યાનમાં રાખજેરે ત્યાં છે લટકતી.
તુંમટી—રમા.

પ્રમીલા—કાલે સવારના પોરે આવીશ હું.
ખાવાનું કાંઇ પણ સાથે લાવીશ હું.
પ્રથમ—સંગે સ્વાદીષ્ટ દુધ લાવજેરે......તલાવ.
સરોજ—કાળી આ બગલી ધોળા કબ્વાનું.
રાતી હોલીને ગાતા હોલાનુ
કામ તો મઝાનું થાય છેરે...........તલાવ.

સરોજ મંજરી ( ૧૭ )

સરોજ—ચાલો ચાલો મોહની અહિંથી ઉપડીએ કોઈ ગામમાં.
મંજરી—વ્હાલા વ્હાલા મોહનજી મારે ના રેવું છે.
આ ધામમાં—ચાલો.

બુઢા ખચ્ચરની ઘોળી દાઢીમાં ધુળ નાંખું.

સરોજ—કામ મઝાનું ત્યારે થાય છે.
( કેમ રંગીલી )
મંજરી—[ હા રંગીલા )
સરોજ—બીજે કાંઇ ગામ જાશું.
મંજરી—ખાવાનું ત્યાં શું ખાશું.
સરોજ—ધોત્રા કરીશું કકડે બાજનો ( કેમ વાલીડી. )
મંજરી—હા વાલીડા.
સરોજ—એ પણ સારૂ છે મોટે રસ્તે દુકાન રાખી
હેરફેરીંગનું કરશું કામ,
મંજરી—હું પણ નવરી ઘરમાં બેઠી :કપડાં સીવી લઇશ
દામ......ચાલો.

( ૧૮ )

સુમનમાળા—હું તો જપું છુ માગારે નાથ ચરણની અનેકવાર
સેવા હરનીશ ચાહુ રે પતી સેવા મમ મોક્ષદ્વાર
જીવન સતી સાર્થક સાથી પતીને પ્રભુસમ પુજવાથી
પતીને પુજે તે નારી શાણી જાણવી ( ક ) હું તો

નીચ઼ં કાઢે જે અબળા પોતાનો આ જનમારો
તેવી કુલટાને દુરભાગી જાણવી (૨) હું તો.

સુમન સહદેવ— (૧૯)

સહદેવ—તમો છો નયન સલુણા શ્યામ તમારા ચરણ પુણ્યપ્રાણ.

સહદેવ—વ્હાલી તું અંતરનો આરામ હું તારા શા કરૂ
વખાણ-તમો.

સુમન—વખાણશો નહિ પગે પડું.

સહદેવ—શાણી તને મુજ હૈડે જડું.

સુમન—હૈડે જડેલી સ્ત્રીને સ્વામીનું સુખ છે સ્વર્ગ સમાન,

સહદેવ—જગતમાં સ્ત્રીયો છે રત્નની ખાણ.

જેના ઉદરથી પાકયા પરશુ વામનરામ
સંતાન—તમારા.

સહદેવ—ભગવતી તું મમ ભાગ્યમણી છો.

સુમન—એ મણીના તમે સાચા ધણી છો,

સહદેવ—જે ઘરમાં નારી સુઘડ તે નરનો સફળ અવતાર.

સુમન—સ્ત્રીયોનો સ્વામી થકી ઉદ્ધાર.

સહદેવ—શીયળવતીના દેવ તથા ગંધર્વ કરે ગુણગાન-તમારા

સુમનાદેવી— (૨૦)

વ્હાલા કૃષ્ણ મોરારી કુંજબીહારી અબળાની
વારે આવોરે.

મંઝરીના બાળ આપે ઉગાર્યા ભક્તોની વારે ધાઓરે
મારા સુંદીર શ્યામ શામાના રઢીયાળા...અબળાની.
દાસી યમુનાની અરજ સ્વીકારી
શરણે લોને મોરીરે
વ્હાલા ગરૂડે બેસીને વ્હેલા પધારો
દુનિયામાં થાસેજો હાંસીરે......વહાલા.

પ્રણય પ્રમીલા— (૨૧)

પ્રમીલા—રઢીયાળા અંતરમાં લાગ્યું પ્રેમબાણ.
તીક્ષણ તીરે ઘાયલ કીધી તે ઉદયભાણ—રઢીયા.
પ્રણય—છો ચીતની હરનારી તું શાણી સુજાણ
આવો ભેટા લીયોને પ્રીત રીત વ્હાણ—રઢીયાં.
પ્રમીલા—સુધાકર મારા છો આખ્યોના તારા છો.
પ્રણય—પ્રીતીની પ્યાલીયો લુટી લુટાવો.
પ્રમીલા—વ્હાલીને ભેટી વ્હાલા સુખી થાવો.
જાવ.

પ્રણય—બસ.
પ્રમીલા—નહિ તો
પ્રણય—મારા સમ.....................—રઢીયાં

શ્રીકૃષ્ણ— (૨૨)

સદા સત્ય ધર્મનું પાલન કર
એજ મારૂં કર્મ છે સુખદા

આ શરીરમાં રોમ રોમે દેશ સેવા વ્યાપતી
મોરૂ દુઃખ વીદારવાને ઉરમાં છે હામ
કરૂં મુજ હાથે એ શુભ કામ—સદા.

---

## અંક ૩ જો.

સુમનમાળા— (૨૩)

ગતી અતી તારી વીધી કળી ના શકાય તું કાલ ગણાઓરે
ઘટી ફરે તુજ ઘડી ઘડી પલમાં જન પંખી ચગદાય જાયજી
તારો ભયંકર છે એ મહિમા
જોતાં જીવ ગભરાય દીનપર શું કુર થાયેજી.
પંચાળી તારા સીતાએ સંકટ સહર્યાં ઘણાંયરેજી
તો પણ ટેક કદી ના તોડી હાય ગમે તે થાયે
અંતે વીજયવારે ધાયરેજી........

કૃષ્ણ અર્જુન ભીમ— (૨૪)

સહદેવ—કૃષ્ણ ચંદ્ર સુખ દુઃખના સાથા નીશદીન
ચરણે રહું રહું
અશરણને હરી શરણ તમારૂ ચરણામૃત રજ
ચહું ચહું—કૃષ્ણ.
કૃષ્ણ—જે રટે સદા મુજનામ ગણી લઉ મારો ગણી (૨)
રહું હાજર હરનીશ ક્ષણીક થઉ નહિ ન્યારો થઉ (૨)
અર્જુન—છો ઘટ ઘટ વ્યાપક આપ તાપ સૌ ટાળો (૨)

રાખીને ભકતની લાજ સર્વદા પાળો (૨)
ભીમ—ભો પાંડવ કુળનું નાવ સુકાની હમારો (૨)
તરવા ભવસાગર પાર આધાર તમારો (૨)
સહદેવ—વ્હાલામાં વ્હાલા લાલા લાલજી કાલાવાલા
કરી કહું કહું.
અર્જુન—દાસ ગણી તારો બાલકને જેથી હું ખુશ થઉ થઉ-કૃષ્ણ.

સાખી

કૃષ્ણ—જોયા ભકત અનેક તથાપી કુંન્તી સુત હૈયે ઠરે
પારથ પ્રીતી કારણે કૃષ્ણ સારથી થઈ ફરે
ભીમ—બહુ પ્રશંશા કરી દાસ થીઃને શરમાવો
નોધારા આધાર નીરંત હમને ભાવો—કૃષ્ણ.

મધુકર સરોજ મંજરી— (૨૫)
પ્રભુથ પ્રમીલા—

આનંદ આનંદ વાધે અંગે, સંપે રહેવુ ખાસ
જે આશક માશુક થાશે, ઇશકને રસ્તે જાશે
ખંતા ઘણી તે ખાશે, અંતે મુરખ પસ્તાશે
સ્નેહીને સ્નેહી મળીયા, પ્રેમી સદાએ બળીયા
મનના મનોરથ ફળીયા, હરદમના ફાં ફા ટળીયા.



# જાહેરખબર.

---

અમારી નાટક કંપનીના ખેલની ચોપડીઓ અમારી કંપનીનો મુકામ જ્યાં હશે ત્યાંથી મળશે.

| ખેલનું નામ. | | કિંમત. |
| --- | --- | --- |
| જરાસંધ. ... | .... | ....૦—૩—૦ |
| ચંદ્રલક્ષ્મી .... | .... | ....૦—૩—૦ |
| પરમહંસ .... | .... | ...૦—૩—૦ |
| સતી પ્રભાવતી. | ... | ....૦—૩—૦ |

માલેક,

ફૈજુલ્લાશાહ અને ભાનુશંકરની કંપની.

શ્રી સ. મુ. ના. સમાજ.